૫. ચાર કોરીએ ડઝન તો એક બંડલ ને બે નંગનું શું ? જ. ૨ાા કો. ૪ દો.

૬. ઢીંગલાનાં ત્રણ નંગ તો ત્રણ ડઝનનું શું ? કો. જ. ૦ાાા

૭. કોરીનાં આઠ નંગ તો ચાર ડઝનનું શું ? કો. જ. ૬

---

## વળી, વાંસ, વગેરે કોડી (૨૦ નંગ) ના હિસાબથી વેચાય છે તેનાં લેખાંની કૂંચીઓ.



૧. જેટલી કોરીએ કોડી તેટલે દોકડે ને વીશગણે ફોકડે નંગ.

૨. જેટલી કોરીએ કોડી તેટલા ઢીંગલીનું સવા નંગ.

૩. જેકલે ઢીંગલે કોડી તેટલી બદામ ને વીશ ગણે રેષે નંગ.

૪. જેટલે દોકડે કોડી તેથી પોણીગણી બદામ ને પાંચ ગણે રેષે નંગ.

૫. જેટલે ઢીંગલે નંગ તેથી સવા ગણી કોરીએ કોડી.

૬. કોરીનાં જેટલાં નંગ તેટલી કોરીની વીશ કોરી.

૭. ઢીંગલાનાં જેટલાં નંગ તેટલી કોડીની સવા કોરી.

### દાખલા.

૧. પચીશ કોરીએ કોડી તો બે નંગનું શું ? કો. જ. ૨ાા

૨. ત્રીશ કોરીએ કોડી તો અઢી નંગનું શું ? કો. જ. ૩ાાા

૩. પંદર કોરી ને બે ઢીંગલે કોડી તો ચાર નંગનું શું ? કો. દો. બ. રે. જ. ૩ ૦ાા ૧ાા ૧૦

૪. સાડીસાત કોરીએ કોડી તો બે નંગનું શું ? કો.
જ. ૦॥।

૫. પંદર કોરાએ કોડી તો ચાર નંગનું શું ? કો.
જ. ૩

૬. ઢીંગલાના ચાર નંગ તો આઠ કોડીનું શું ? કો.
જ. ૨॥

૭. કોરીનાં ત્રણ નંગ તો દોઢ કોડીનું શું ? કો.
જ. ૧૦

---

## કાગળનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલી કોરીએ રીમ તેટલે દોકડે ને વીશ ગણે ફોકડે ધા.

૨. જેટલી કોરીએ રીમ તેથી પાંચ ગણે ફોકડે પાનું.

૩. જેટલે ઢીંગલે રીમ તેટલી બદામ ને વીશ ગણે રેપે ધા.

૪. જેટલે ઢીંગલે રીમ તેથી પાંચ ગણે રેષે પાનું.

૫. જેટલે ઢીંગલે ધા તેથી સવાગણી કોરીએ રીમ.

૬. જેટલે ઢીંગલે પાનું તેથી દોઢ ગણી કોરીએ ધા.

૭. જેટલે દોકડે પાનું તેટલી કોરીએ ધા.

૮. દોકડાનાં જેટલાં પાનાં તેટલા ધાની એક કોરી.

### દાખલા.

૧. ચોવીશ કોરીએ રીમ તો બે ધાનું શું પડશે ? કો. દો. ફો.
જ. ૨ ૩॥ ૧૦

૨. બાર કોરીએ રીમ તો ત્રણ ધા ને બે પાનાંનું શું ?
કો. દો. ફો.
જ. ૧॥। ૨ ૧૫

૩. પંદર કોરાએ રીમ તો ત્રણ ધાનું શું ? કો.
જ. ૨૧

૪. પચીશ કોરીએ રીમ તો ચાર ધાનું શું ? કો.
જ. ૫

૫. ઢીંગલાનાં ચાર પાનાં તો બે ધાનું શું ? કો.
જ. ૦॥।

૬. દોકડાનાં ત્રણ પાનાં તો છ ધાનું શું ? કો.
જ. ૨

૭. બે દોકડે પાનું તો ત્રણ ધાનું શું ? કો.
જ. ૬

૮. ત્રણ ઢીંગલે પાનું તો બે ધાનું શું ? કો.
જ. ૯

---

## નાળીએર, મોભીયાં વગેરે સોની ગણત રીથી વેચાય છે તેનાં લેખાંની કૂંચીઓ.



૧. જેટલી કોરીએ સેંકડો તેથી ૨૪ ગણે ફોકડે નંગ.
૨. જેટલી કોરીએ સેંકડો તેથી સવા બે ગણે દોકડે ને પંદર ગણે ફોકડે દસ નંગ.
૩. જેટલે ઢીંગલે સેંકડો તેથી ૨૪ ગણે રેષે નંગ.
૪. જેટલે દોકડે સેંકડો તેથી ૧૬ ગણે રેષે નંગ.
૫. જેટલી કોરીએ સેંકડો તેટલે ઢીંગલે સવા છ નંગ.
૬. જેટલે ઢીંગલે સેંકડો તેથી દોઢ ગણી બદામે સવા છ નંગ.
૭. જેટલે દોકડે સેંકડો તેટલી બદામનાં સવા છ નંગ.
૮. જેટલે ઢીંગલે નંગ તેથી ૬ા ગણી કોરીએ સેંકડો.
૯. ઢીંગલાનાં જેટલાં નંગ તેટલા સેંકડાની સવા છ કોરી.

### દાખલા.

૧. પંદર કોરાએ સેંકડો તો દશ નંગનું શું ? કો.
જ. ૧॥

૨. વીશ કોરીનાં સો નાળીએર તો પાંચ નાળીએરનું શું ?
જ. ૧ કો.

૩. દશ કોરી ને બે ઢીંગલે સો મોભીયાં તો આઠ મોભીયાંનું શું ? જ. ૦॥ કો. ૧ દો ૪૪ ફો.

૪. ઢીંગલાના ચાર નાળીએર તો સો નાળીએરનું શું પડશે ? જ. ૧॥ કો. ૧॥ દો.

૫. સવાઆઠ કોરીએ સેંકડો તો ત્રણ નંગનું શું ? જ. ૫॥ દો. ૧૯ ફો.

૬. ત્રણ ઢીંગલે નંગ તો પચાશ નંગનું શું ? કો. દો. જ. ૯। ૩

૭. ઢીંગલાનાં બે નંગ તો પચીશ નંગનું શું ? કો. દો. જ. ૦॥ ૦॥

## નળીઆં, ઘાસના પૂળા, ત્રાફા વગેરે ૧૦૦૦ ની ગણતરીથી વેચાય છે તેનાં લેખાંની કૂંચીઓ.

૧. જેટલી કોરીએ હજાર તેટલે ઢીંગલે ૬૨॥ નંગ.
૨. જેટલી કોરીએ હજાર તેટલે ઢબુએ ૧૨૫ નંગ.
૩. જેટલે ઢીંગલે નંગ તેથી ૬૨॥ ગણી કોરીએ હજાર.
૪. ઢીંગલાનાં જેટલાં નંગ તેટલા હજારની ૬૨॥ કોરી.

### દાખલા.

૧. પંદર કોરીએ હજાર તો બસો નંગનું શું ? કો. જ. ૩

૨. પચીશ કોરીએ હજાર તો ચારસો નંગનું શું ? કો. જ. ૧૦

૩. બે ઢીંગલે નંગ તો પાંચસો નંગનું શું ? કો. જ. ૬૨॥

૪. ઢીંગલાનાં ચાર નંગ તો બે હજાર નંગનું શું ? કો. જ. ૩૧।

# વ્યાજ ગણવાની રીત.

૧. કોરી અને મહિનાનો ગુણાકાર કરતાં જે આવે તેને સર કહે છે

૨. દહાડા કહ્યા હોય તો તે દહાડા અને કોરીના ગુણાકારને ત્રીસે ભાગતાં જે આવે તે સર જાણવો.

૩. સેંકડે મહિનાનું ટકા લેખે વ્યાજ હોય તો સરને ૧૦૦ વડે ભાગતાં જે આવે તે કોરી જાણવી. અને ભાગાકાર કરતાં જે વધે તેને ચારે ભાગતાં જે આવે તે દોકડા સમજવા. (ખરેખરૂં તો જે વધે તેને ચોવીશે ગુણી સોએ ભાગવા) ભાગાકાર આવશે તે દોકડા જાણવા, અથવા છએ ગુણી પચીશે ભાગવા.

૪. વ્યાજનો ભાવ એક ટકાથી ઓછો વત્તો હોય તો સર આવે તેને નીચે મુજબ ગુણવા.

૦)– પાના પા કરવા.
૦)= પાના અર્ધા કરવા.
૦)≡ પાના પોણા કરવા.
૦। પા કરવા.
૦।– પાના સવાયા કરવા.
૦।= પાના દોઢા કરવા.
૦।≡ પામાં પાનું પોણું મેળવવું.
૦॥ અર્ધા કરવા.
૦॥– અર્ધમાં પાનું પા મેળવવું.
૦॥= અર્ધાના સવાયા.
૦॥≡ અર્ધામાં પાનું પોણું મેળવવું.
૦॥। પોણા કરવા.
૦॥।– પોણામાં પાનું પા મેળવવું.
૦॥।= પોણામાં પાનું અર્ધ મેળવવું.
૦॥।≡ પોણાનું સવાયું.

૧। સવાયું.

૧ાા દોઢું.

### દાખલા.

૧. પચીશ કોરી ૭ મહિના રહી અર્ધા ટકા લેખે વ્યાજ શું થશે? જ. ૦ાા કો.

૨. ત્રીસ કોરી બે મહિના ને ૭ દિવસ સુધી રહી, પોણા ટકા પ્રમાણે વ્યાજ શું થશે.? કો. દો. બ.

જ. ૦। ૫ાા ૨.

૩. ચાલીશ કોરી ૭ મહિના ને ત્રણ દિવસ રહી, બે ઢીંગલા પ્રમાણે વ્યાજં શું થશે.? કો. દો. બ. આ.

જ. ૦ ૧ા ૧

૪. પંદર કોરી આઠ મહિના ને ચાર દિવસ રહી, વ્યાજનો ભાવ ૭ ઢીંગલા પ્રમાણે તો વ્યાજ શું થશે? કો. દો. બ.

જ. ૦। ૪ાા ૩ા આ.

૫. પાંચસો કોરી નવ મહિના રહી, દશ ઢીંગલા પ્રમાણે વ્યાજ શું થશે.? કો.

જ. ૨૮)૩

---

## નાણાવટીઓ ખાતાંનું વ્યાજ કાઢેછે તેની રીત.

કચ્છ પ્રાંતના નાણાવટીઓમાં વ્યાજ કાઢવાની રીત નીચે મુજબ છે—

૧. ખાતાવહીમાં જમે ઉધાર રકમો હોય છે. તેનું વ્યાજ કાઢવા સારૂ ખાતાં પ્રમાણેજ મથાળું દોરીને તેમાં "વ્યાજ" એટલું વધારે લખે છે. પછી જમે–પારની રકમો જમે તરફ માંડે છે અને ઉધાર–પારની રકમો ઉધાર તરફ માંડે છે. પણ ખાતામાં માથે કોરીનો આંકડો ભરે છે. તેમ ન

ભરતાં લીટીને આરંભે કો૦ કરી તેની અંદર તે રકમ લખે છે. પછી તે રકમ કેટલા મહિના અને કેટલા દીવસ ખાતાની ચોખ કરવાની તીથિ સુધી થઈ તે તીથિ[1] ઉપરથી નક્કી કરી. મા. દી. કરીને જેટલા માસ દીવસ થયા હોય તે લખે છે. પછી તેના વ્યાજ કાઢવાની રીત પ્રમાણે સર કરીને તે સર રકમની પહેલાં ડાબી તરફ, જમે પારનો જમે તરફ અને ઉધાર પારનો ઉધાર તરફ ચઢાવે છે. પછી જમે તરફનો સરનો સરવાળો જમે તરફ નીચે કરેછે. અને ઉધાર પારના સરનો સરવાળો ઉધાર તરફ નીચે કરેછે. વ્યાજનો ભાવ સરખો હોય તો જે તરફના સરનો સરવાળો વધારે હોય તે તરફના સરમાંથી જે તરફના સરનો સરવાળો ઓછો હોય તે બાદ કરેછે. બાકી રહે તેને ટકાએ ગુણી રીત મુજબ કોરી દોકડા કરી જો જમે પારનો સર વધારે થયો હોય તો "દેવી" એમ લખેછે. અને ઉધાર પારનો વધારે થયો હોય તો "લેણી" એમ લખેછે. પછી પાછળ બતાવ્યા મુજબ તારીજ કાઢેછે.

૨. જો વ્યાજનો ભાવ ઓછો વત્તો હોય તો એક વાર બંને તરફના સરનું રીત મુજબ કોરી, દોકડા વ્યાજ કાઢીને પછી બાદબાકી કરેછે. અને તારીજ કાઢેછે.

નીચે શા. પાનાચંદ ગલાલચંદના ખાતાનું સંવત ૧૯૪૨ ની સાલનું વ્યાજ કાઢી બતાવ્યુંછે. હિસાબ સંવત ૧૯૪૩ ના કારતગ સુદ ૧ ને રોજ કર્યો. વ્યાજ ટકા અર્ધા લેખે.

---

૧. બીજે ઠેકાણે તિથી પ્રમાણે મુદત ગણીને વારની સાથે મેળવે છે તથા મહિને અર્ધો દિવસ કાપી મુદત ગણે છે. તેવો રીવાજ આ પ્રાંતમાં ચાલતો નથી.

# શા. પાનાચંદ ગલાલચંદનું ખાતું.
## સંવત ૧૯૪૨ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૨૦૦ માગશર વદ ૪ વાર શુક્રે. | ૧૨૫ પોશ સુદ ૧૫ વાર બુધે. |
| ૧૪૮ અશાડ સુદ ૧૪ વાર ગરેઉ. | ૧૩૨ ફાગણ વદ ૧૩ વાર ગરેઉ. |
| ૩૦૦ શ્રાવણ વદ ૧ વાર રવેઉ. | ૨૭૫ આશો વદ ૨ વાર શુક્રે. |
| ૬૪૮ | ૫૩૨ |
| ૧૧૬ બાકી દેવી સંવત ૧૯૪૩ ના કારતગ સુદ ૧ | ૧૧૬ બાકી દેવી આશો વદ ૦)) |
| | ૬૪૮ |

## વ્યાજ સંવત ૧૯૪૨ ની સાલનું.

| જ | ઉ |
| --- | --- |
| ૨૦૮૦ કો. ૨૦૦ મા. ૧૦ દી. ૧૨ | ૧૧૯૧॥। કો. ૧૨૫ મા. ૯॥ દી. ૧ |
| ૫૨૭॥। કો. ૧૪૮ મા. ૩॥ દી. ૨ | ૯૩૭॥ કો. ૧૩૨ મા. ૭ દી. ૩ |
| ૭૫૦ કો. ૩૦૦ મા. ૨॥ દી. ૦ | ૧૨૮૧ કો. ૨૭૫ મા. ૦ દી ૧૪ |

૩૩૫૭॥। – ૨૨૫૭॥    ૨૨૫૭॥

૧૧૦૦॥

એ રીતે સર ૧૧૦૦ાા બાકી રહ્યા તેની અર્ધા ટકા પ્રમાણે કોરી[1] પાા વ્યાજ થઈ.

તારીજ સંવત ૧૯૪૩ ના કારકતગ સુદ ૧

| જ | ઉ |
| --- | --- |
| ૧૧૬ મુદલ દેવી.<br>પાા વ્યાજના સર ૧૧૦૦ાા ના ટકા અર્ધા લેખે કોરી પાા ને પોણી બદામ[1] આશરે થઈ તે દેવી. | |
| ૧૨૧ાા | |

## લાકડાં માપવાના હિસાબ.

૧ પાટીઆં અથવા ચોખંડાં લાકડાં માપવાની રીત— જાડાઇ અને પહોળાઇના તસુનો ગુણાકાર કરીને તેને વીશે* ભાગતાં જે આવે તેને લંબાઈના ગજે ગુણવા. એટલે ગુણાકાર આવે તે પાકા ગજ સમજવા.

**૨. ગોળ લાકડાં માપવાની રીત.**—જે લાકડું માપવું હોય તેની પ્રથમ લંબાઈ ભરવી. પછી તેની મધ્યે આસપાસ દોરી વીંટીને તે દોરીને બેવડવી. એ બેવડી દોરીને લાકડાં ભરવાના ગજ ઉપર ભરી જોવી. ભરતાં જેટલા તસુ થાય તેના અર્ધને તેજ અરધે ગુણવા. ગુણાકાર આવે તેને લંબાઇના ગજે ગુણવા. આ ગુણાકાર આવે

---

૧ વેપારી લોક સરમાં પાથી ઓછાની તથા વ્યાજમાં બદામની કસર લેખતા નથી. માટે ઉપર પણ તે પ્રમાણે ગણેલું છે.

* મુંદ્રામાં ૨૪ સે ભાગવાનો રીવાજ ચાલે છે. માટે ત્યાં તે પ્રમાણે કરવું.

તે વિસવાસી સમજવી. પછી તેને વીશે ભાગી વસા કરવા અને વસાને વીશે ભાગી ગજ કરવા.

૩. જો ગોળ લાકડું એક છેડે જાડું ને બીજે છેડે પાતળું હોય તો તેના બે છેડા તથા મધ્ય ભાગ એમ ત્રણ ઠેકાણે દોરી ભરી તે ત્રણે દોરીનો સરવાળો કરી ત્રણે ભાગવા. ભાગતાં જે આવે તે સરાસરી ગોળ ભરતાં આવેલી દોરી સમજવી. તેનું પછી ઉપર મુજબ કરવું.

**દાખલા.**

૧. એક પાટીઉં ૮ ગજ લાંબું, ૫ તસુ પહોળું અને ૪ તસુ જાડું છે તેના પાકા ગજ કેટલા થશે? ગ.
જ. ૮

૨. એક પાટીઉં ૧૫ ગજ લાંબું ૫ તસુ પહોળું અને ૪ તસુ જાડું છે તેના પાકા ગજ કેટલા થશે? ગ.
જ. ૧૫

૩. એક ગોળ લાકડું દશ ગજ લાંબું, અને દશ તસુની દોરી છે તેના પાકા ગજ કેટલા થશે? ગ. વ.
જ. ૦॥ ૨॥

૪. એક ગોળ લાકડું આઠ ગજ લાંબું, અને આઠ તસુની દોરી છે તેના પાકા ગજ કેટલા થશે? ગ. વ. વિ.
જ. ૦। ૧। ૩

૫. એક ગોળ લાકડું સાડાબાર ગજ લાંબું, અને દોરી ૧૨ તસુની છે. તેના પાકા ગજ કેટલા થશે? ગ. વ.
જ. ૧ ૨॥

૬. એક ગોળ લાકડું ૧૮ ગજ લાંબું દોરી ૧૨ તસુની છે તેના પાકા ગજ કેટલા થશે? ગ. વ. વિ.
જ. ૧॥ ૨। ૩

૭. એક પાટીઉં ૧૩। ગજ લાંબું, ૬ તસુ પહોળું અને અઢી તસુ જાડું છે તેના પાકા ગજ કેટલા થશે? ગ. વ.
જ. ૯। ૩॥

૮. એક ચોખંડું લાકડું ૯॥ ગજ લાંબું, ૮॥ તસુ પહોળું અને ચાર તસુ જાડું છે તેના પાકા ગજ કેટલા થશે ?

ગ. વ.
જ. ૧૬॥ ૦॥

---

## એક તોલને બીજા તોલમાં આણવાની રીત.

૧. કચ્છનો સાધારણ મણ ૪૮ શેરનો થાય છે, પણ કપાસીઆ તથા કાલાંનો મણ ૫૪ શેરનો થાય છે. અને દરબારી કંપાણનો મણ ૫૨ શેરનો થાય છે. માટે જો ૫૪ શેરના મણમાંથી અડતાલો મણ કરવો હોય તો ચોપનના જેટલા મણ હોય તેને ૫૪ ને ગુણી અડતાલીશે ભાગવા, એટલે ભાગાકાર જેટલા અડતાલા મણ થશે. તેમજ બાવના મણમાંથી અડતાલા મણ કરવા હોય તો બાવને ગુણી અડતાલીશે ભાગવા. એટલે ભાગાકાર જેટલા અડતાલા મણ થશે.

૨. અડતાલા મણમાંથી બાવના અથવા ચોપના મણ કરવા હોય તો જેટલા અડતાલા મણ કહ્યા હોય તેને અડતાલીશે ગુણી બાવને અથવા ચોપને ભાગવા એટલે ભાગાકાર જેટલા બાવના અથવા ચોપના મણ થશે.

૩. ભાયાતી ગામોમાં મણ બંધી તોલ એક સરખું નથી માટે જે ગામનો મણ જેટલા શેરનો હોય તેટલાએ ગુણી ૪૮સે ભાગવા એટલે ભાગાકાર જેટલા દરબારી અડતાલા મણ થશે.

### દાખલા.

૧. ૧૨૬ મણ અડતાલા છે તેના બાવના મણ કેટલા થશે.? જ. ૧૧૬। મ. ૩ શે.

૨. ૭૨॥ મણ ચોપના છે તેના અડતાલા મણ કેટલા થશે ? જ. ૮૧॥। મ. ૪। શે.

૩. ૧૩૫ મણ બાવના છે તેના ચોપના મણ કેટલા થશે.?
જ. ૧૩૦ મણ.

૪. ૧૪૪ મણ ચોપના છે તેના અડતાલા મણ કેટલા થશે?
જ. ૧૫૨ મણ.

૫. ૧૧૮ મણ ચોપના છે તેના બાવના મણ કેટલા થશે?
જ. ૧૨૨॥ મ. ૨ શે.

૬. ૮૦ મણ અડતાલા છે તેના બાવના મણ કેટલા થશે?
જ. ૭૩॥। મ. ૫ શે.

૭. ૪૦ અડતાલા મણ છે તેના ચોપના મણ કેટલા થશે.?
જ. ૩૫॥ મ. ૩ શે.

જો બારદાન કહ્યું હોય તો જેટલું બારદાન કહ્યું હોય તેટલું બાદ કરી પછી તેના મણ કરી કીંમત કાઢવી. જેમકે—

૧. ગોળનાં માટલાં નંગ ૧૧૫ દર માટલાનું ઉઘડ તોલ ૨॥ મણ છે અને દર માટલે ૫॥ મણ બારદાન જતાં દર મણની કોરી ૧૦ લેખે શું કીંમત થશે? (આ મણ ૫૨ શેરનો છે તેનો અડતાળો મણ કરીને કીંમત કાઢવી.)

| | |
|---|---|
| ૧૧૫ માટલાં. | મણ. ૨૮૦।–૩ શેર |
| × ૦। | × ૧૦ દર મણની કીં. |
| ૨૮॥। મણ બારદાન | કો. ૨૮૦૩–૩ દો. જ. |

```
      ૧૧૫
   ×   ૨॥
     ૨૮૭॥   મણ ઉઘડ તોલ.
   −  ૨૮॥।  મણ બારદાન બાદ.
     ૨૫૮॥।  બાકી ૫૨ શેરના નકી મણ.
   ×  ૫૨
૪૮) ૧૩૪૫૫   શેર.
     ૨૮૦।૩  નકી અડતાલા મણ.
```

# પગાર ગણવાના હિસાબ.

૧. જેટલી કોરીએ મહિનો તેટલા દોકડાનો સવા દિવસ.

૨. જેટલી કોરીનો મહિનો હોય તે વડે જેટલા દિવસનું કરવું હોય તેને ગુણી, ગુણાકારમાંથી તેનો પાંચમો ભાગ બાદ કરવો. બાદ કરતાં બાકી રહે તેટલા દોકડા તેટલા દિવસના સમજવા.

૩. જેટલી કોરીનો મહિનો હોય અને જેટલા દિવસનું કહાડવું હોય તેનો અરસ પરસ ગુણાકાર કરવો અને જે આવે તેને ચારે ગુણી પાંચે ભાગવા એટલે ભાગાકાર આવે તેટલા દોકડા તેટલા દિવસના સમજવા.

૪. મહિનાનો જેટલી કોરી પગાર કર્યો હોય તેને જેટલા દિવસનું કરવું હોય તેટલાએ ગુણી ત્રીશે ભાગતાં આવે તેટલી કોરી તેટલા દીવસની સમજવી. ભાગાકાર કરતાં બાકી વધે તો તેના રીત મુજબ દોકડા બદામ કરવાં.

૫. પા મહિનાનું કરવું હોય તો જેટલી કોરીનો મહિનો હોય તેટલાં પાયલાં પા મહિનાનાં થશે. વધારે દીવસનું કરવું હોય તો પા મહિનાનું જુદું ગણી ઉપલા દિવસનું તેમાં ઉમેરવું. એ પ્રમાણે ॥ કે ॥। મહિનાનું પણ કરવું.

૬. જેટલી કોરીએ વરસ તેને ચારે ગુણી ત્રણે ભાગતાં જે આવે તેટલા ઢીંગલા એક મહિનાના.

૭. જેટલી કોરીએ વરસ તેને પંદરે ભાગતાં જે આવે તેટલા દોકડા એક દિવસના.

૮. જેટલે ઢીંગલે દીવસ તેથી સાડી બાવીસ ગણી કોરીએ વરસ.

૯. જેટલે દોકડે દિવસ તેથી સવા ગણી કોરીએ મહિનો.

૧૦ જેટલે દોકડે દિવસ તેથી પંદર ગણી કોરીએ વરસ.

### દાખલા.

૧. ૨૭।। કોરીએ મહિનો તો દશ દીવસનું શું?

જ. કો. ૯) ૪

૨. ૬૪ કોરીએ મહિનો તો બાર દીવસનું શું ?

| | | | |
|---|---|---|---|
| જ. | કો. | દો. | ફો. |
| | ૨૫।। | ૨। | ૧૫ |

૩. ૩૫૦ કોરીએ વરસ તો ચાર દીવસનું શું ?

જ. કો. ૩।।—૩$\frac{૧}{૩}$ દો.

૪. રોજના ત્રણ ઢીંગલા તો એક વરસનું શું ?

જ. કો. ૬૭।।

૫. રોજના ચાર દોકડા પગાર તો એક વરસનો કેટલો?

જ. કો. ૬૦

૬. પંદર કોરીએ મહિનો તો સાડાસાત દીવસનું શું ?

જ. કો. ૩।।

---

## રૂપીઆ અને કોરીના સંબંધની રીતો.



૧. જેટલી કોરીએ રૂપીઓ તેટલે ઢીંગલે આનો.

૨. જેટલી કોરીએ રૂપીઓ તેથી બમણી બદામે પાઈ.

૩. જેટલે ઢીંગલે રૂપીઓ તેથી દોઢ ગણી બદામે આનો.

૪. જેટલે ઢીંગલે રૂપીઓ તેથી બમણી વિસવાશીએ પાઈ.

૫. જેટલે દોકડે રૂપીઓ તેટલી બદામે આનો.

૬. જેટલે દોકડે રૂપીઓ તેથી બમણી વિસવાસીએ દોઢ પાઈ. અને તેટલી વિસવાસીએ પોણી પાઈ.

૭. સો રૂપીઆની જેટલા સો કોરી તો એક રૂપીઆની તેટલી કોરી.

૮. સો રૂપીઆની ૭૫ કોરી તો એક રૂપીઆની પોણી કોરી.

૯. સો રૂપીઆની ૫૦ કોરી તો એક રૂપીઆની અર્ધી કોરી.

૧૦. સો રૂપીઆની ૨૫ કોરી તો એક રૂપીઆની પા કોરી.

૧૧. સો રૂપીઆની ૧૨ાા કોરી તો એક રૂપીઆના બે ઢીંગલા.

૧૨. સો રૂપીઆની ૬ા કોરી તો એક રૂપીઆનો એક ઢીંગલો.

૧૩. સો રૂપીઆની જેટલી કોરી તો એક રૂપીઆની તેથી ચાર ગણી બદામ (જો સવા છ કોરીથી ઓછી કોરીનું કરવું હોય તો).

## દાખલા.

૧. ૩ાા કોરીએ રૂપીઓ તો બે રૂપીઆ અને બે આનાની કેટલી કોરી આવશે? જ. ૭ાા કો. ૩ાા ઢીં.

૨. ૩ાા કોરીએ રૂપીઓ તો ત્રણ રૂપીઆ અને ત્રણ પાઈની કેટલી કોરી આવશે? જ. ૧૦ાા કો. ૧ા દો. ૧ બ.

૩. ૩ાા— કોરીએ રૂપીઓ તો બે રૂપીઆ અને ત્રણ આનાની કેટલી કોરી આવશે?

| | કો. | ઢીં. | બ. |
|---|---|---|---|
| જ. | ૭ા | ૦ા | ૩ |

૪. ૩ાા કોરી, બે ઢીંગલે રૂપીઓ તો બે રૂપીઆ અને ત્રણ પાઈની કેટલી કોરી આવશે?

| | કો. | દો. | બ. |
|---|---|---|---|
| જ. | ૭ાા | ૧ા | ૩ા |

૫. ૧૦૦ રૂપીઆની ૩૭૫ કોરી તો ૪ રૂપાઆની કેટલી કોરી આવશે? જ. કો. ૧૫

૬. ૩૮૭ાા કોરીના ૧૦૦ રૂપીઆ તો ૪૮ાા કોરીના કેટલા રૂપીઆ આવશે? જ. રૂ. ૧૦

## પાછલી કૂંચીઓના પરચુણ દાખલા.

૧. અઢી કોરીએ શેર તો એક દોકડા ભારનું શું? જ. દો. ૧ાા

૨. સવા ત્રણ કોરી ને એક ઢીંગલે સવા ત્રણ શેર ને એક અધોળ તો બે ઢીંગલાનું કેટલું? જ. ૧ નવટાંક.

૩. સવા ચોદ કોરી ને અઢી ઢીંગલે સવા ચોદ શેર ને

અઢી અધોળ તો એક અધોળનું શું પડશે? જ. ૧ાા દો.

૪. બે ઢીંગલાનાં દોઢ શેર રીંગણાં તો ત્રાંબીઆનાં કેટલાં આવશે? જ. ૦ા શે.

૫. સવા કોરીનું ત્રણ પાશેર ઘી તો એક મણનું શું? જ. ૮૦ કો.

૬. સવા આઠ દોકડાનાં ૨૨ નાળિએર તો બે નંગનું શું? જ. દો. ૦ાા

૭. સવાયાનાં સવાશેર રીંગણાં તો ત્રણ દોકડાનાં કેટલાં? જ. શે. ૩

૮. ૨૨ાા કોરીએ મણ તો ત્રણ શેરનું શું? કો. દો. જ. ૧ા ૩ાા

૯. ૩૫ કોરીએ ખાંડી તો બે મણનું શું? જ. ૩ાા કો.

૧૦. ૨ાા ઢીંગલાનું ૩ાા શેર તો ૦ાા ઢીંગલાનું કેટલા શેર? જ. શે. ૦ાા

૧૧. ૨૫ કોરીએ મણ તો પાકા અઢી શેરનું શું? જ. કો. ૧ાા~

૧૨. ૨૬ાા કોરીએ મણ તો બે શેરનું શું? કો. જ. ૧) ૨ાા

૧૩. ૩ાા દોકડાના ૩૩ાા શેર તો ચાર દોકડાના કેટલા શેર? જ. શે. ૩૬

૧૪. ૧૫ દોકડાનાં ૨૫ શેર રીંગણાં તો ૪ દોકડાનાં કેટલાં આવશે? જ. શે. ૬ા

૧૫. ૧૫ કોરીએ કોડી તો ૪ નંગનું શું? જ. કો. ૩

૧૬. ૨૫ કોરીનાં સો મોભીયાં તો ૨૫ મોભીયાંનું શું? જ. કો. ૬ા

૧૭. આધિઆની અધોળ એલચી તો ૧ા શેર એલચીનું શું? જ. કો. ૧૦-

૧૮. ૧૫ કોરીનાં ૧૦૦ નાળિએર તો દોઢ કોરીનાં કેટલાં?
જ. ૧૦ નંગ.

૧૯. ૧ કોરીના ૫ાા પાશેરા તો ૦ાા મણુ અને ૪ાા શેરનું શું?
જ. કો. ૨૦

૨૦. ૧૭ કોરીએ ગદીઆણો તો એક રતીનું શું?
જ. કો. ૦ા ૨ાા

૨૧. ૬ કોરીએ ડઝન તો બે નંગનું શું? જ. કો. ૧

૨૨. કોરીનું ૮ાા શેર તો ૯ાા કોરીનું કેટલું? જ. શે. ૭૨ા

૨૩. ૧૧ા કોરીએ મહિનો તો બે દિવસનું શું?
જ. કો. ૦ાા

૨૪. ૨૨૫ કોરીએ વરસ તો ૧૫ દિવસનો કેટલો પગાર મળશે?
જ. કો. ૯ા ૩

૨૫. ૨૦ કોરી ૮ મહિના રહી વ્યાજનો ભાવ ટકા ૦ાા લેખે, વ્યાજ શું થશે?
કો. દો. ફૈ.
જ. ૦ાા ૧ ૨૦

૨૬. ૭૫ કોરી ૬ મહિના રહી વ્યાજનો દર છ ઢીંગલા લેખે, વ્યાજ શું થશે?
જ. કો. ૧ાા ૪ાા

૨૭. એક કોરીના ૭ા પાશેરા તો ૩૬ા મણુ ને ૭ા શેરનું શું?
જ. કો. ૯૬૪

૨૮. ૪૬ા= ગદીઆણુા તો ૯૮ાા ગદીઆણુા ૩ વાલ ને ૨ રતીનું શું?
કો. દો.
જ. ૪૫૯૧) ૩

૨૯. ૨૫ દોકડાનું ૬૧ાા શેર તો ૪ દોકડાનું કેટલું?
જ. શે. ૧૦

૩૦. ૯ દોકડાનું ૬ાા શેર તો ૬ દોકડાનું કેટલું?
જ. શે. ૪ાા

૩૧. કો. ૩૨ા= ગદીઆણો તો બે વાલ અને દોઢ રતી-

નું શું ? કો. દો. બ.

જ. ૫ ૧ા ૨ા

૩૨. ૫૪ા કોરીએ ગદીઆણો તો દોઢ વાલ ને એક રતીની શી કીંમત પડશે ! કો. દો. બ.

જ. ૬ ૫ાા ૨

૩૩. ૫૬)= કોરીએ ગદીઆણો તો ત્રણ વાલ ને બે રતીનું શું ? કો. દો. બ.

જ. ૧૨ાા ૩ ાા

૩૪. પાંચ ઢીંગલે વાલ તો ૨ ગદીઆણાનું શું ? જ. કો. ૧૦

૩૫. ઢીંલાની બે રતી તો એક ગદીઆણાનું શું ? જ. કો. ૧ા

૩૬. નવ પાણે એક ગદીઆણો તો ૩૨૬ા ગદીઆણાનું શું ? જ. કો. ૭૩૪ા ૩

૩૭. દોકડાનું ૧ા શેર તો એક મણનું શું ? જ. કો. ૧ા ૨

૩૮. દોકડાનું ત્રણ શેર તો એક મણનું શું ? કો.

જ. ાા ૪

૩૯. સવાછપન કોરી બે ઢીંગલે ખાંડી તો ત્રણ મણ ને ચાર શેરની શી કીમત પડશે? કો. દો. બ. આ.

જ. ૫ા ૪ા ૧

૪૦. ત્રણ કોરીનું સાડાસાત શેર તો સાડાબાવીશ શેરની શી કીંમત પડશે? જ. કો. ૯

૪૧. અઢી કોરીએ બે શેર તો દોકડાબારનું શું ?

જ. દો. ાાા

૪૨. સવાચાર કોરી બે ઢીંગલે સવાચાર શેર ને નવટાંક તો એક શેર ને એક નવટાંકનું શું ? જ. કો. ૧)=

૪૩. કોરીનું સવાત્રણ શેર તો સવાત્રણ કોરીનું કેટલા શેર આવશે? જ. શે. ૧૦ા–

૪૪. કોરીનું સાડાસાત શેર તો સાડીસાત કોરીનું કેટલા શેર? જ. શે. ૫૬ા

૪૫. ૭૮૧ા કોરીના સો રૂપીઆ તો બે રૂપીઆની કેટલી કોરી? જ. કો. ૭ા⌐

૪૬. પોણીચાર કોરી ચાર દોકડે રૂપીઓ તો પોણીબાર કોરીના કેટલા રૂપીઆ આવશે? જ. રૂા. ૩

---

# કચ્છી કોષ્ટકો.

## ચલણી નાણાંનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| વિસવાસી | એટલે | ૧ બદામ. |
| ૨ બદામ | ,, | ૧ બવકીએ.ા |
| ૨ બવકીઆ | ,, | ૧ ત્રાંબીઓ. |
| ૨ ત્રાંબીઆ | ,, | ૧ દોકડો. |
| ૩ ત્રાંબીઆ યા ૧ાા દોકડો | ,, | ૧ ઢીંગલો. |
| ૨ ઢીંગલા | ,, | ૧ ઢબ્બુ |
| ઢબ્બુ | ,, | ૧ પાયલું. |
| ૨ પાયલાં | ,, | ૧ આધીયું. |
| ૨ આધીયાં | ,, | ૧ કોરી. |
| ૨ાા કોરી | ,, | ૧ અરધીયું. |
| ૨ અરધીયાં | ,, | ૧ પાંચીયું. |
| ૨૬ાા કોરી | ,, | ૧ સોનાની કોરી. |
| ૫૦ કોરી | ,, | ૧ સોનાની અરધી મોર. |
| ૧૦૦ કોરી | ,, | ૧ સોનાની મોર. |

---

## કચ્છમાં લૂગડાં ભરવાનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૨ આંગળ | એટલે | ૧ તસુ. |
| ૨૪ તસુ | ,, | ૧ ગજ. |
| ૩૩ તસુ | ,, | ૧ વાર. |

## કચ્છના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨॥ નવા દોકડા ભાર | એટલે | ૧ | અધોળ. |
| ૨ અધોળ | ,, | ૧ | નવટાંક. |
| ૨ નવટાંક | ,, | ૧ | પાશેર. |
| ૨ પાશેર | ,, | ૧ | અચ્છેર. |
| ૨ અચ્છેર | ,, | ૧ | શેર. |
| ૫ શેર (કાચા) | ,, | ૧ | પાંચશેરી (પાકી). |
| ૨ પાંચ શેરી (પાકી) | ,, | ૧ | દશ શેર (પાકા). |
| ૨ દશ શેર (પાકા) | ,, | ૧ | અરધો મણ. |
| ૨ અરધા મણ | ,, | ૧ | મણ. |
| ૨૦ મણ | ,, | ૧ | ખાંડી. |

## કચ્છમાં કપાસીઆ તથા કાલાંના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૪૦ નવા દોકડાભાર | એટલે | ૧ | શેર. |
| ૫૪ શેર | ,, | ૧ | મણ. |
| ૮ મણ | ,, | ૧ | કપાસીઆનો ભાર. |
| ૨૦ મણ | ,, | ૧ | કાલાં–નો ભાર. |

## કચ્છમાં અનાજ માપવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨ ચોથાલાં | એટલે | ૧ | ગડાયું. |
| ૨ ગડીઆં | ,, | ૧ | પાટવી. |
| ૮ પાટવી | ,, | ૧ | માપ. |
| ૪ માપ | ,, | ૧ | સૈ*. |
| ૧૬ સૈ | ,, | ૧ | કળશી. |
| ૧૦ કળશી | ,, | ૧ | મુડો. |

## વાગડમાં ભાયાતી ગામોમાં ભરપનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૩॥ શેર | એટલે | ૧ | પાટવી. |

* ભુજમાં આઠ માપની સૈ અને બત્રીશ સૈની કળશી થાય તેને મોટી સઈ તથા મોટી કળશી કહે છે.

| | | | |
|---|---|---|---|
| ૩ | પાટવી | એટલે | ૧ માપ. |
| ૬ | માપ | ,, | ૧ સૈ. |
| ૧૬ | સૈ | ,, | ૧ કળશી. |
| ૧૦ | કળશી | ,, | ૧ મુડો. |

## વાગડમાં ભાયાતી ગામોમાં તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૪૦ | જુના દોકડા ભાર | એટલે | ૧ શેર. |
| ૪૦ | શેર | ,, | ૧ મણ. |
| ૨૦ | મણ | ,, | ૧ ખાંડી. |

## સોના રૂપાના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૬ | ચોખાભાર | એટલે | ૧ રતી. |
| ૪ | મગભાર | ,, | ૧ રતી. |
| ૩ | રતી | ,, | ૧ વાલ. |
| ૧૬ | વાલ | ,, | ૧ ગદીઆણો. |
| *૩૦ | વાલ | ,, | ૧ તોલો. |

## જમીન ભરપનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૩ | જવ | એટલે | ૧ તસુ. |
| ૨૪ | તસુ | ,, | ૧ સુતારી ગજ. |
| ૩ | ગજ | ,, | ૧ કરમ. |
| ૨૦ | કરમ | ,, | ૧ દોરી અથવા વસો. |
| ૨૦ | વસા | ,, | ૧ વીઘું. |
| ૨૪ | વીઘાં | ,, | ૧ દરબારી પરાજે. |
| ૩૨ | વીઘાં | ,, | ૧ †ભાયાતી પરાજે. |

* કેટલેક ઠેકાણે ૨૮ વાલનો તોલો ગણાયછે. ભુજમાં ૩૦) ૨ વાલ ને રતીનો તોલો છે. † કેટલેક ઠેકાણે ૨૮ વીઘાંનું પ-જું પણ ગણાય છે.

## જમીન ભરપનું બીજું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૬ આના | એટલે | ૧ | ગુંઠો |
| ૪૦ ગુંઠા | ,, | ૧ | એકર. |
| ૮ એકર | ,, | ૧ | પરાજો. |

## ચૂનાના માપનું કોષ્ટક.

૦ાા ૦ાા પોણોઇંચિ પોણો દોરો એટલે ૧ આનો.

| | | | |
|---|---|---|---|
| ૧૬ આના | એટલે | ૧ | ફરો. |
| ૧૬ ફરા | એટલે | ૧ | કળશી. |

## લાકડાં માપવાનું કોષ્ટક.

### મુંદ્રામાં.

| | | | |
|---|---|---|---|
| ૨૪ વીસવાસી | એટલે | ૧ | વસો. |
| ૨૪ વસા | ,, | ૧ | ગજ. |

### અંજાર તથા માંડવીમાં.

| | | | |
|---|---|---|---|
| ૨૦ વીસવાસી | એટલે | ૧ | વસો. |
| ૨૦ વસા | ,, | ૧ | ગજ. |

## હાથી દાંતના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૩૨ જુના દોકડાભાર | એટલે | ૧ | શેર. |
| ૫૦ શેર | ,, | ૧ | મણ. |

## કચ્છમાં અફીણના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૩૭ાા જુના દોકડાભાર | એટલે | ૧ | શેર. |
| ૪૦ શેર | ,, | ૧ | મણ. |

## કચ્છમાં દરબારી કંપાણના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૬ાા શેર | એટલે | ૧ | પાંચ શેરી. |
| ૨ પાંચ શેરી | ,, | ૧ | દશ શેર. |
| ૨૬ શેર | ,, | ૧ | અરધો મણ. |

| | | | |
|---|---|---|---|
| ૩૯ શેર | એટલે | ૧ | પોણો મણ. |
| ૫૨ શેર | ,, | ૧ | મણ. |
| ૨૦ મણ | ,, | ૧ | ખાંડી. |

### અબડાસામાં ભાયાદી ગામોમાં ભરપનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૯ાા પાટવી | એટલે | ૧ | માપ. |
| ૬ માપ | ,, | ૧ | સૈ. |
| ૧૨ માપ | ,, | ૧ | ચોશીયું. |
| ૮ ચોશીયાં | ,, | ૧ | કળશી. |
| ૯૬ માપ | ,, | ૧ | કળશી. |

### કચ્છના વેપારીઓ ગુપ્ત આંકડા બોલે છે, તેની સમજ.

| | | | |
|---|---|---|---|
| ૧ ત્રાંબીઓ | એટલે | ૧ | કઠીઓ. |
| ત્રાંબીઆ | ,, | ૧ | બોજો. |
| ૧ાા દોકડો | ,, | ૧ | શાકરીઓ. |
| ૨ દોકડા | ,, | ૧ | ધર |
| ૨ાા દોકડા | ,, | ૧ | કભાઈ. |
| ૩ દોકડા | ,, | ૧ | ઉધાન. |
| ૪ દોકડા | ,, | ૧ | ગોથ. |
| ૪ાા દોકડા | ,, | ૧ | સાડા ગોથ |
| ૫ દોકડા | ,, | ૧ | મૂળ. |
| ૬ દોકડા | ,, | ૧ | બેર. |

### કચ્છના વેપારીઓના ગુપ્ત આંકડાની બીજી સમજ.

| | | |
|---|---|---|
| નવાણું બાકી | એટલે | ૧ |
| ધર | ,, | ૨ |
| ઉધાન | ,, | ૩ |

| | | |
|---|---|---|
| ગોથ | એટલે | ૪ |
| મૂર | ,, | ૫ |
| એર | ,, | ૬ |
| સમાર | ,, | ૭ |
| ધરચોક | ,, | ૮ |
| વરગ | ,, | ૯ |
| આંગળ | ,, | ૧૦ |
| સરખા | ,, | ૧૧ |
| બાબર | ,, | ૧૨ |
| તેતર | ,, | ૧૩ |
| ધર સમાર (ડુંચ) | ,, | ૧૪ |
| નફર | ,, | ૧૫ |
| કોડી | ,, | ૨૦ |

---

## કચ્છના વેપારીઓને ઉપયોગમાં આવતાં બીજા દેશનાં કોષ્ટકો.

### કંપની ચલણી નાણાંનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૧॥ પાઇ | એટલે | ૧ અધેલો. |
| ૩ પાઇ | ,, | ૧ પૈસો. |
| ૨ પૈસા | ,, | ૧ ઢબ્બુ. |
| ૪ પૈસા | ,, | ૧ આનો |
| ૨ આના | ,, | ૧ બે આની |
| ૪ આના | ,, | ૧ પાવલી. |
| ૮ આના | ,, | ૧ અડધો. |
| ૧૬ આના | ,, | ૧ રૂપીઓ. |
| ૧૫ રૂપીઆ | ,, | ૧ મહોર. |

### સરકારી હિસાબમાં ગણવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૨ પાઈ | એટલે | ૧ | આનો. |
| ૧૬ આના | „ | ૧ | રૂપીઓ. |
| ૧૫ રૂપીઆ | „ | ૧ | મહોર. |

### વેપારી લોકોને હિસાબ ગણવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૬ વીસવાસી | એટલે | ૧ | બદામ. |
| ૧૬ બદામ | „ | ૧ | દોકડો. |
| ૬। દોકડા | „ | ૧ | આનો. |
| ૧૦૦ દોકડા | „ | ૧ | રૂપીઓ. |
| ૧૫ રૂપીઆ | „ | ૧ | મહોર. |

### દક્ષિણમાં.

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ રેપ | એટલે | ૧ | પાવલું. |
| ૪ પાવલાં | „ | ૧ | રૂપીઓ. |

### અંગ્રેજી ચલણી નાણાંનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૪ ફારદીંગ | એટલે | ૧ | પેન્સ. |
| ૧૨ પેન્સ | „ | ૧ | શીલીંગ. |
| ૪॥ શીલીંગ | „ | ૧ | ડાલર. |
| ૫ શીલીંગ | „ | ૧ | ક્રાઉન. |
| ૨૦ શીલીંગ | „ | ૧ | પાઊંડ. |
| ૨૧ શીલીંગ | „ | ૧ | ગીની. |

### અંગ્રેજી સોનાનાં નાણાંનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૫ રૂપીઆ | એટલે | ૧ | પુતળીયું. |
| ૧૦ રૂપીઆ | „ | ૧ | અસ્તરીયું. |
| ૧૦॥ રૂપીઆ | „ | ૧ | ઘોડાગીની. |
| ૧૫ રૂપીઆ | „ | ૧ | મહોર. |

### સાધારણ તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૪॥ પૈસાભાર | એટલે | ૧ | અધોળ. |
| ૪॥ ટાંક | „ | ૧ | અધોળ. |

| | | |
|---|---|---|
| ૨॥ રૂપીઆભાર | એટલે | ૧ અધોળ. |
| ૨ અધોળ | ,, | ૧ નવટાંક. |
| ૨ નવટાંક | ,, | ૧ પાશેર. |
| ૨ પાશેર | ,, | ૧ અચ્છેર. |
| ૨ અચ્છેર | ,, | ૧ શેર. |
| ૧૦ શેર | ,, | ૧ તોલું. |
| ૪ તોલાં | ,, | ૧ મણ. |
| ૪૦ શેર | ,, | ૧ મણ. |
| ૨॥ મણ | ,, | ૧ ગાંસડી. |
| ૫ મણ | ,, | ૧ કોથળો. |
| ૬॥ મણ | ,, | ૧ પલ્લું. |
| ૭ મણ | ,, | ૧ નાનો હારો. |
| ૧૨ મણ | ,, | ૧ માણી. |
| ૧૬ મણ | ,, | ૧ કળશી. |
| ૨૦ મણ | ,, | ૧ ખાંડી. |
| ૨૧ મણ | ,, | ૧ મોટા હારો. |
| ૨૪ મણ | ,, | ૧ ભાર. |
| ૩૦ મણ | ,, | ૧ ગાલી. |
| ૩૨ મણ | ,, | ૧ બેડીયું. |



### અંગ્રેજી સાધારણ તોલનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૧૬ ડ્રામ | એટલે | ૧ ઔંશ. |
| ૧૬ ઔંશ | ,, | ૧ પાઊંડ. |
| ૨૮ પાઊંડ | ,, | ૧ કુવાર્ટર. |
| ૪ કુવાર્ટર | ,, | ૧ હંડરવેટ. |
| ૨૦ હંડરવેટ | ,, | ૧ ટન. |

આ તોલને " એવારડુ પાઇસ વજન " કહે છે.

### અંગ્રેજી વૈદોના તોલનું કોષ્ટક.

| | | |
|---|---|---|
| ૨૪ ગ્રેન | એટલે | ૧ સ્કુપલ. |

| | | | |
|---|---|---|---|
| ૩ સ્ક્રુપલ | એટલે | ૧ | ડ્રામ. |
| ૮ ડ્રામ | ,, | ૧ | આંઉસ. |
| ૧૨ આંઉસ | ,, | ૧ | પાઉંડ. |

આ વજનને અંગ્રેજીમાં "એપોથેકરીઝવેટ" કહે છે.

### સોના રૂપાના તોલનું દેશી કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૬ ચોખાભાર | એટલે | ૧ | રતી. |
| ૩ રતી | ,, | ૧ | વાલ. |
| ૧૬ વાલ | ,, | ૧ | ગદીઆણો. |
| ૨ ગદીઆણા | ,, | ૧ | તોલો. |

### અંગ્રેજી સોના રૂપાના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨૪ ગ્રેન | એટલે | ૧ | પેનીવેટ. |
| ૨૦ પેનીવેટ | ,, | ૧ | આઉંસ. |
| ૧૨ આઉંસ | ,, | ૧ | પાઉંડ. |

આ વજનને "ટ્રોય" વજન કહે છે.

### મોતીના હિસાબ ગણવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૬ બદામ | એટલે | ૧ | દોકડો. |
| ૧૦૦ દોકડા | ,, | ૧ | ચવ. |
| ૧૩ાા ચવ | ,, | ૧ | રતી. |
| ૨૪ રતી | ,, | ૧ | ટાંક. |

### મોતીના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૬ આના | એટલે | ૧ | રતી. |
| ૨૪ રતી | ,, | ૧ | ટાંક. |

### કપાસના તોલનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૪૮ શેર | એટલે | ૧ | ધડી. |
| ૨૦ ધડી | ,, | ૧ | ભાર. |

### મુંબઇમાં અનાજ ભરવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨ ટીપરી | એટલે | ૧ | શેર. |

| | | | |
|---|---|---|---|
| ૪ શેર | એટલે | ૧ | પાલી. |
| ૧૬ પાલી | ,, | ૧ | ફરો. |

### મુંબઈમાં મીઠું ભરવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૦॥ અધવાલી | એટલે | ૧ | ફરો. |
| ૧૦૦ ફરા | ,, | ૧ | આનો. |
| ૧૬ આના | ,, | ૧ | રાશ. |

### અંગ્રેજી દારૂ ભરવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨ પૈંટ | એટલે | ૧ | કવાર્ટ. |
| ૪ કવાર્ટસ | ,, | ૧ | ગ્યાલન. |
| ૬૩ ગ્યાલન | ,, | ૧ | હાગઝેડ. |
| ૭૪ ગ્યાલન | ,, | ૧ | પંચન. |
| ૨ હાગઝેડ | ,, | ૧ | પૈપ. |
| ૨ પૈપ | ,, | ૧ | ટન. |

---

## કેટલીક વસ્તુઓ ગણતરીથી લેવાયછે તેનાં કોષ્ટક.

### કાગળ લેવામાં.

| | | | |
|---|---|---|---|
| ૨૪ તા | એટલે | ૧ | ધા. |
| ૨૦ ધા | ,, | ૧ | રીમ. |

### વળીઓ લેવામાં.

| | | | |
|---|---|---|---|
| ૨૦ નંગ | એટલે | ૧ | કોડી. |

### મોજાં વગેરે લેવામાં.

| | | | |
|---|---|---|---|
| ૧૨ નંગ | એટલે | ૧ | ડઝન. |
| ૧૨ ડઝન | ,, | ૧ | ગોરસ. |

### લખાઈ ભરવાનું ગુજરાતી કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૮ આડા જવ | એટલે | ૧ | આંગળ. |
| ૪ આંગળ | ,, | ૧ | મુઠી. |

| | | | |
|---|---|---|---|
| ૩ મુંઠી | એટલે | ૧ | વેંત. |
| ૨ વેંત | ,, | ૧ | હાથ. |
| ૪ હાથ | ,, | ૧ | દંડ. |
| ૨૦૦૦ દંડ | ,, | ૨ | ગાઉ. |
| ૪ ગાઉ | ,, | ૧ | જોજન. |

### લંબાઈ ભરવાનું અંગ્રેજી કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૩ જવ | એટલે | ૧ | ઈંચ. |
| ૧૨ ઈંચ | ,, | ૧ | ફુટ. |
| ૩ ફુટ | ,, | ૧ | યાર્ડ. |
| ૫॥ યાર્ડ | ,, | ૧ | પોલ. |
| ૪૦ પોલ | ,, | ૧ | ફર્લાંગ. |
| ૮ ફર્લાંગ | ,, | ૧ | માઈલ. |
| ૩ માઈલ | ,, | ૧ | લીંક. |

### ગુજરાતી લુગડાં ભરવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨ આંગળ | એટલે | ૧ | તસુ. |
| ૨૪ તસુ | ,, | ૧ | ગજ. |
| ૧॥ ગજ | ,, | ૧ | વાર. |

### લુગડાં ભરવાનું અંગ્રેજી કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨। ઈંચ | એટલે | ૧ | નેલ. |
| ૧૬ નેલ | ,, | ૧ | યાર્ડ. |
| ૧। યાર્ડ | ,, | ૧ | એલ. |

### લાકડાં માપવાનું ગુજરાતી કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨૦ તસુ | એટલે | ૧ | વીસવાસી. |
| ૨૦ વીસવાસી | ,, | ૧ | વસો. |
| ૨૦ વસા | ,, | ૧ | ગજ. |

### ગુજરાતી જમીનની લંબાઇ માપવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૨ તસુ | એટલે | ૧ | હાથ. |
| ૫½ હાથ | ,, | ૧ | કાઠી. |

| | | | |
|---|---|---|---|
| ૩૫ મુઠી | એટલે | ૧ | કાઠી. |

## જમીનની લંબાઈનું અંગ્રેજી કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૬ આના યા ૩૩ ફુટ | એટલે | ૧ | ગુંઠો. |
| ૬૬ ફુટ | ,, | ૧ | સાંકળ. |
| ૧૦૦ લીંક | ,, | ૧ | સાંકળ. |

## ચોરસ જમીન માપવાનું ગુજરાતી કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૩૪ ચોરસ હાથ | એટલે | ૧ | ચોરસ મુઠી. |
| ૧૨૨૫ ચો. મુઠી | ,, | ૧ | ચોરસ કાઠી. |
| ૨૦ ચો. કાઠી | ,, | ૧ | વસો. |
| ૨૦ વસા | ,, | ૧ | વીઘું. |

## અંગ્રેજી ચોરસ જમીન માપવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૪૪ ચોરસ ઇંચ | એટલે | ૧ | ચોરસ ફૂટ. |
| ૯ ચોરસ ફૂટ | ,, | ૧ | ચોરસ યાર્ડ. |
| ૩૦| ચોરસ યાર્ડ | ,, | ૧ | પોલ. |
| ૪૦ પોલ | ,, | ૧ | રૂડ. |
| ૪ રૂડ | ,, | ૧ | એકર. |
| ૬૪૦ એકર | ,, | ૧ | મૈલ. |

## ગુજરાતી ઘનમાપનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૨૭ ઘન મુઠી | એટલે | ૧ | ઘન વેંત. |
| ૮ ઘન વેંત | ,, | ૧ | ઘન હાથ. |

## અંગ્રેજી ઘનમાપનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૧૭૨૮ ઘનઇંચ | એટલે | ૧ | ઘનફૂટ. |
| ૨૭ ઘનફુટ | ,, | ૧ | ઘન યાર્ડ. |

## ગુજરાતી કાળ માપવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૬૦ વીપળ | એટલે | ૧ | પળ. |
| ૬૦ પળ | ,, | ૧ | ઘડી. |
| ૭॥ ઘડી | ,, | ૧ | પહોર. |
| ૮ પહોર | ,, | ૧ | દીવસ. |

| | | | |
|---|---|---|---|
| ૭ દીવસ | એટલે | ૧ | અઠવાડીયું. |
| ૧૫ દીવસ | ,, | ૧ | પખવાડીયું. |
| ૩૦ તીથી | ,, | ૧ | માસ. |
| ૨૯॥ દીવસ | ,, | ૧ | માસ. |
| ૧૨ માસ | ,, | ૧ | વરસ. |
| ૩૫૪ ચાંદ્ર દીવસ | ,, | ૧ | વરસ. |

### અંગ્રેજી કાળ માપવાનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| ૬૦ સેકંડ | એટલે | ૧ | મીનીટ. |
| ૬૦ મીનીટ | ,, | ૧ | અવર. |
| ૨૪ અવર | ,, | ૧ | દીવસ. |
| ૭ દીવસ | ,, | ૧ | અઠવાડીયું. |
| ૪ અઠવાડીયાં | ,, | ૧ | માસ. |
| ૩૬૫। દીવસ | ,, | ૧ | સૌર વરસ. |

ખરેખરૂં વરસ ૩૬૫ દીવસ ૫ અવર ૪૮ મીનીટ ૪૭ સેકન્ડનું એક સોર વરસ છે.

### અંગ્રેજી બાર મહિના ને દીવસ.

| | | | |
|---|---|---|---|
| જાન્યુઆરી. | ૩૧. | જુલાઈ | ૩૧. |
| ફેબ્રુઆરી. | ૨૮. | આગષ્ટ. | ૩૧. |
| માર્ચ. | ૩૧. | સપ્ટેમ્બર. | ૩૦. |
| એપ્રિલ. | ૩૦. | અકટોબર. | ૩૧. |
| મે. | ૩૧. | નવેંબર. | ૩૦. |
| જુન. | ૩૦. | ડીસેમ્બર. | ૩૧. |

દર ચોથે વરસે એટલે ઈ૦સ૦ ના વરસને ચારે ભાગતાં જો કાંઈ વધે નહીં તો તે વરસનો ફેબ્રુઆરી મહિનો ૨૯ દીવસનો થાયછે. પણ સૈકાનો ૨૮ દીવસનો થાયછે.

### અંગ્રેજી સાત વારનો કોઠો.

| | | |
|---|---|---|
| સન્ડે | એટલે | રવીવાર. |
| મન્ડે | ,, | સોમવાર. |
| ટયુસડે | ,, | મંગળવાર. |
| વેડનસડે | ,, | બુધવાર |

| | | |
|---|---|---|
| થર્સ ડે | એટલે | ગુરૂ વાર. |
| ફ્રાઇડે | ,, | શુક્ર વાર. |
| સેટરડે | ,, | શની વાર. |

## મુસલમાનના મહિના.

| | |
|---|---|
| ૧. મહોરમ. | ૭. રજ્જબ. |
| ૨. સફ્રર. | ૮. શાબાન. |
| ૩. રવી ઉલ અવલ. | ૯. રમજાન. |
| ૪. રવી ઉલ આખર. | ૧૦. સવાલ. |
| ૫. જમાદીઉલ અવલ. | ૧૧. જીલકાદ. |
| ૬. જમાદીઉલ આખર. | ૧૨. જીલ હજ. |

## ઉપલાં કોષ્ટકનો સંબંધ અરસ પરસ બતાવ્યો છે.

### અર્થ દર્શક.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૦૯ રૂ. બાબાસાઇ | એટલે | ૧૦૦ રૂ. | સરકારી | ચલણી. | |
| ૧૧૨ રૂ. ખંબાતી | ,, | ૧૦૦ | ,, | ,, | ,, |
| ૧૦૬ રૂ. ભરૂચી | ,, | ૧૦૦ | ,, | ,, | ,, |
| ૧૦૪ રૂ. ચાંદવાડી | ,, | ૧૦૦ | ,, | ,, | ,, |
| ૧૦૦ કચ્છી કોરી (દિશલસાઇ) | ,, | ૨૬½ | ,, | ,, | ,, |
| ૧૦૦ પોરબંદરી કોરી | ,, | ૩૧½ | ,, | ,, | ,, |
| ૧૦૦ જામશાઈ કોરી | ,, | ૨૮½ | ,, | ,, | ,, |
| ૧ રાલ ઝંગબારી | ,, | ૮ કોરી | કચ્છી. | | |
| ૩૭૯ કચ્છી કોરી | ,, | ૧૦૦ રૂ. | સરકારી | ચલણી | |
| ૩॥૧ કચ્છી કોરી | ,, | ૧ | ,, | ,, | ,, |
| ૧ ફ્રાર્દીંગ | ,, | ૨ પાઈ | | | |
| ૧ પેની | ,, | ૮ પાઈ. | | | |
| ૧ શીલીંગ | ,, | ૮ આના. | | | |
| ૧ ક્રૌન | ,, | ૨॥ રૂપીઆ. | | | |
| ૧ પૌંડ | ,, | ૧૦ રૂપીઆ. | | | |
| ૧ ગિની | ,, | ૧૦॥ રૂપીઆ. | | | |
| ૧ ડાલર | ,, | ૨। રૂપીઆ. | | | |

## ભાર દર્શક.

| | | | |
|---|---|---|---|
| મુંબઇનો શેર | એટલે | ૨૮ | રૂપીઆભાર. |
| સુરતનો શેર | ,, | ૩૭ | રૂપીઆભાર. |
| બંગાલી શેર | ,, | ૮૦ | રૂપીઆભાર. |
| કચ્છી શેર | ,, | ૨૨॥ | રૂપીઆભાર. |
| એક રૂપીઆભાર | ,, | ૧$\frac{૪}{૫}$ | સરકારી પૈસાભાર. |
| ૧ પૌંડ અથવા રતલ | ,, | ૩૮$\frac{૬}{૯}$ | રૂપીઆભાર. |
| ૩૬ પૌંડ (એવ) | ,, | ૩૫ | શેર. |
| ૧ પૌંડ (એવ) | ,, | ૭૦ | પૈસાભાર. |
| ૧ પૌંડ (ટ્રોય) | ,, | ૩૨ | રૂપીઆભાર. |
| ૧ રૂપીઆભાર | ,, | ૧૮૦ | ગ્રેન (ટ્રોય) |
| ૧ પૈશાભાર | ,, | ૧૦૦ | ગ્રેન (ટ્રોય). |
| ૧ રતી (કચ્છી) | ,, | $\frac{૧૦}{૮}$ | ગ્રેન (ટ્રોય) |
| ૧ વાલ (કચ્છી) | ,, | $\frac{૫૫}{૮}$ | ગ્રેન (ટ્રોય). |
| ૧ ગદીઆણો (કચ્છી) | ,, | ૯૦ | ગ્રેન (ટ્રોય). |
| ૧ ટાંક (મોતી. તો.) | ,, | ૬૨ | ગ્રેન (ટ્રોય). |
| ૧ મણ (કચ્છી) | ,, | ૧ | કવાર્ટર. |
| ૧ ખાંડી (કચ્છી) | ,, | ૨૦ | કવાર્ટર. |
| ૧ પૌંડ (એવ) | ,, | ૭૦૦૦ | ગ્રેન (ટ્રોય). |

## મહત્વ દર્શક.

| | | |
|---|---|---|
| ૧ ચોથાલું (કચ્છી) | એટલે | ૩૩॥ દોકડા ભાર (કચ્છી) |
| ૧ પાટવી (કચ્છી) | ,, | ૩। શેર ૫ દોકડાભાર (કચ્છી) |
| ૧ માપ (કચ્છી) | ,, | ૨૭ શેર (કચ્છી)=૬૦૭॥ રૂપીઆભાર. |
| ૧ સૈ (કચ્છી) | ,, | ૨। મણ (કચ્છી). |
| ૧ કળશી (કચ્છી) | ,, | ૩૬ મણ કચ્છી. |
| ૧ મુડો (કચ્છી) | ,, | ૩૬૦ મણ કચ્છી. |
| ૧ તસુ | ,, | ૧ ઈંચ. |
| ૧ વેંત | ,, | ૧$\frac{૯}{૧૦}$ ઈંચ- |
| ૧ હાથ | ,, | ૧૯$\frac{૪}{૫}$ ઈંચ=૨॥ લીંક. |

| | | |
|---|---|---|
| ૧ પોલ | એટલે | ૧૦ હાથ. |
| ૧ મૈલ | ,, | ૩૨૦૦ હાથ. |
| ૧ ગાઉ | ,, | ૨॥ મૈલ. |
| ૧ કાઠી | ,, | ૯ ફુટ–૭॥ ઇંચ. |
| ૧ ગુંઠો | ,, | ૩૩ ફુટ=૨૦ હાથ=૨ પોલ. |
| ૧ સાંકળ | ,, | ૬૬ ફુટ=૧૦૦ લીંક=૪૦ હાથ=૪પોલ. |
| ૧ ચોરસ વેંત | ,, | ૯૮ ચો. ઇંચ. |
| ૧ ચોરસ ગજ | ,, | ૪ ચોરસ ફુટ. |
| ૧૦૦ ચોરસ હાથ | ,, | ૩૦। ચોરસ યાર્ડ=૧ પોલ. |
| ૪૦૦ ચોરસ હાથ | ,, | ૧ ચોરસ ગુંઠો=૪પોલ.=૨૫૦૦ચો.લીંક. |
| ૧૬૦૦૦ ચોરસ હાથ | ,, | ૧ એકર. |
| ૧૦ ચોરસ સાંકળ | ,, | ૧ એકર. |
| ૬૪૦ એકર | ,, | ૧ ચોરસ મૈલ. |
| ૧ વીઘું. | ,, | ૩૪ ૧/૩૬ ગુંઠા. |
| ૨૮૮ વીઘાં | ,, | ૨૪૫ એકર. |
| ૧ ઘન ગજ | ,, | ૮ ઘન ફુટ. |
| ૧ કચ્છી લાખાસાઈ ગજ | એટલે | ૨૬। ઇંચ. |
| ૧ કચ્છી સુતારી ગજ. | ,, | ૨૩ ઇંચ. |
| ૧ કચ્છી હથી | ,, | ૧૮ ઇંચ. |
| ૧ દોરી (કચ્છી) | ,, | ૧ વસો. |
| ૧ ગજ સુતારી (કચ્છી) | ,, | ૧ કરમ. |
| ૪૦૦ કરમ. ચોરસ. | ,, | ૧ વીઘું. |
| ૩૬૦૦૦ ચોરસ ગજ સુતારી (કચ્છી) | ,, | ૧ વીઘું. |

## કાળ દર્શક.

| | | |
|---|---|---|
| ૧ સેકન્ડ | એટલે | ૨॥ વિપળ. |
| ૧ મીનીટ | ,, | ૨॥ પળ. |
| ૧ અવર | ,, | ૨॥ ઘડી. |
| ૩ કલાક | ,, | ૧ પહોર. |

સમાપ્ત.

## રાસાઈ કોરીમાંથી મુંબઈ ચલણી રૂપેઆ કરવાનો કોઠો (ભાવ કોરી ૩૭૯ ના રૂ. ૧૦૦).

| ત્રાંબીઆં. | રૂપીયા. | | | દોકડા. | રૂપીયા. | | | કોરી. | રૂપીયા. | | | કોરી. | રૂપીયા. | | | કોરી. | રૂપીયા. | | | કોરી. | રૂપીયા. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ. | આના. | પાઈ. | | રૂ. | આના. | પાઈ. | | રૂ. | આના. | પાઈ. | | રૂ. | આના. | પાઈ. | | રૂ. | આના. | પાઈ. | | રૂ. | આના. | પાઈ. |
| ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૩ | ૧ | ૦ | ૪ | ૩ | ૧૬ | ૪ | ૩ | ૭ | ૩૧ | ૮ | ૨ | ૧૦ | ૪૬ | ૧૨ | ૨ | ૨ |
| ૨ | ૦ | ૦ | ૨ | ૨ | ૦ | ૦ | ૬ | ૨ | ૦ | ૮ | ૫ | ૧૭ | ૪ | ૭ | ૯ | ૩૨ | ૮ | ૭ | ૧ | ૪૭ | ૧૨ | ૬ | ૫ |
| ૩ | ૦ | ૦ | ૩ | ૩ | ૦ | ૦ | ૧૦ | ૩ | ૦ | ૧૨ | ૮ | ૧૮ | ૪ | ૧૨ | ૦ | ૩૩ | ૮ | ૧૧ | ૪ | ૪૮ | ૧૨ | ૧૦ | ૮ |
| ૪ | ૦ | ૦ | ૪ | ૪ | ૦ | ૧ | ૧ | ૪ | ૧ | ૦ | ૧૧ | ૧૯ | ૫ | ૦ | ૩ | ૩૪ | ૮ | ૧૫ | ૬ | ૪૯ | ૧૨ | ૧૪ | ૧૧ |
| ૫ | ૦ | ૦ | ૫ | ૫ | ૦ | ૧ | ૪ | ૫ | ૧ | ૫ | ૧ | ૨૦ | ૫ | ૪ | ૫ | ૩૫ | ૯ | ૩ | ૯ | ૫૦ | ૧૩ | ૩ | ૧ |
| ૬ | ૦ | ૦ | ૬ | ૬ | ૦ | ૧ | ૭ | ૬ | ૧ | ૯ | ૪ | ૨૧ | ૫ | ૮ | ૮ | ૩૬ | ૯ | ૮ | ૦ | ૫૧ | ૧૩ | ૭ | ૪ |
| ૭ | ૦ | ૦ | ૭ | ૭ | ૦ | ૧ | ૧૦ | ૭ | ૧ | ૧૩ | ૭ | ૨૨ | ૫ | ૧૨ | ૧૦ | ૩૭ | ૯ | ૧૨ | ૨ | ૫૨ | ૧૩ | ૧૧ | ૬ |
| ૮ | ૦ | ૦ | ૯ | ૮ | ૦ | ૨ | ૧ | ૮ | ૨ | ૧ | ૯ | ૨૩ | ૬ | ૧ | ૧ | ૩૮ | ૧૦ | ૦ | ૫ | ૫૩ | ૧૩ | ૧૫ | ૯ |
| ૯ | ૦ | ૦ | ૧૦ | ૯ | ૦ | ૨ | ૫ | ૯ | ૨ | ૬ | ૦ | ૨૪ | ૬ | ૫ | ૪ | ૩૯ | ૧૦ | ૪ | ૮ | ૫૪ | ૧૪ | ૪ | ૦ |
| ૧૦ | ૦ | ૦ | ૧૧ | ૧૦ | ૦ | ૨ | ૮ | ૧૦ | ૨ | ૧૦ | ૩ | ૨૫ | ૬ | ૯ | ૭ | ૪૦ | ૧૦ | ૮ | ૧૦ | ૫૫ | ૧૪ | ૮ | ૨ |
| ૧૧ | ૦ | ૧ | ૦ | ૧૧ | ૦ | ૨ | ૧૧ | ૧૧ | ૨ | ૧૪ | ૫ | ૨૬ | ૬ | ૧૩ | ૯ | ૪૧ | ૧૦ | ૧૩ | ૧ | ૫૬ | ૧૪ | ૧૨ | ૫ |
| ૧૨ | ૦ | ૧ | ૧ | ૧૨ | ૦ | ૩ | ૨ | ૧૨ | ૩ | ૨ | ૮ | ૨૭ | ૭ | ૨ | ૦ | ૪૨ | ૧૧ | ૧ | ૪ | ૫૭ | ૧૫ | ૦ | ૮ |
| ૧૩ | ૦ | ૧ | ૨ | ૧૩ | ૦ | ૩ | ૫ | ૧૩ | ૩ | ૬ | ૧૧ | ૨૮ | ૭ | ૬ | ૨ | ૪૩ | ૧૧ | ૫ | ૬ | ૫૮ | ૧૫ | ૪ | ૧૦ |
| ૧૪ | ૦ | ૧ | ૩ | ૧૪ | ૦ | ૩ | ૮ | ૧૪ | ૩ | ૧૧ | ૧ | ૨૯ | ૭ | ૧૦ | ૫ | ૪૪ | ૧૧ | ૯ | ૯ | ૫૯ | ૧૫ | ૯ | ૧ |
| ૧૫ | ૦ | ૧ | ૪ | ૧૫ | ૦ | ૪ | ૦ | ૧૫ | ૩ | ૧૫ | ૪ | ૩૦ | ૭ | ૧૪ | ૮ | ૪૫ | ૧૧ | ૧૪ | ૦ | ૬૦ | ૧૫ | ૧૩ | ૪ |

| ફ્રાં. | રૂપીયા. | | | ફ્રાં. | રૂપીયા. | | | ફ્રાં. | રૂપીયા. | | | ફ્રાં. | રૂપીયા. | | | ફ્રાં. | રૂપીયા. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ. | આ. | પા. | | રૂ. | આ. | પા. | | રૂ. | આ. | પા. | | રૂ. | આ. | પા. | | રૂ. | આ. | પા. |
| ૬૧ | ૧૬ | ૧ | ૬ | ૭૬ | ૨૦ | ૦ | ૧૦ | ૯૧ | ૨૪ | ૦ | ૨ | ૩૦૦ | ૭૯ | ૨ | ૬ | ૬૦૦૦ | ૧૫૮૩ | ૧ | ૧૦ |
| ૬૨ | ૧૬ | ૫ | ૯ | ૭૭ | ૨૦ | ૫ | ૧ | ૯૨ | ૨૪ | ૪ | ૫ | ૩૫૦ | ૯૨ | ૫ | ૭ | ૭૦૦૦ | ૧૮૪૬ | ૧૫ | ૫ |
| ૬૩ | ૧૬ | ૧૦ | ૦ | ૭૮ | ૨૦ | ૯ | ૩ | ૯૩ | ૨૪ | ૮ | ૭ | ૪૦૦ | ૧૦૫ | ૮ | ૮ | ૮૦૦૦ | ૨૧૧૦ | ૧૩ | ૧ |
| ૬૪ | ૧૬ | ૧૪ | ૨ | ૭૯ | ૨૦ | ૧૩ | ૬ | ૯૪ | ૨૪ | ૧૨ | ૧૦ | ૪૫૦ | ૧૧૮ | ૧૧ | ૯ | ૯૦૦૦ | ૨૩૭૪ | ૧૦ | ૯ |
| ૬૫ | ૧૭ | ૨ | ૫ | ૮૦ | ૨૧ | ૧ | ૯ | ૯૫ | ૨૫ | ૧ | ૧ | ૫૦૦ | ૧૩૧ | ૧૪ | ૧૦ | ૧૦૦૦૦ | ૨૬૩૮ | ૮ | ૪ |
| ૬૬ | ૧૭ | ૬ | ૮ | ૮૧ | ૨૧ | ૫ | ૧૧ | ૯૬ | ૨૫ | ૫ | ૩ | ૬૦૦ | ૧૫૮ | ૫ | ૦ | ૧૫૦૦૦ | ૩૯૫૭ | ૧૨ | ૬ |
| ૬૭ | ૧૭ | ૧૦ | ૧૦ | ૮૨ | ૨૧ | ૧૦ | ૨ | ૯૭ | ૨૫ | ૯ | ૬ | ૭૦૦ | ૧૮૪ | ૧૧ | ૨ | ૨૦૦૦૦ | ૫૨૭૭ | ૦ | ૯ |
| ૬૮ | ૧૭ | ૧૫ | ૧ | ૮૩ | ૨૧ | ૧૪ | ૫ | ૯૮ | ૨૫ | ૧૩ | ૯ | ૮૦૦ | ૨૧૧ | ૧ | ૪ | ૩૦૦૦૦ | ૭૯૧૫ | ૯ | ૦ |
| ૬૯ | ૧૮ | ૩ | ૪ | ૮૪ | ૨૨ | ૨ | ૭ | ૯૯ | ૨૬ | ૧ | ૧૧ | ૯૦૦ | ૨૩૭ | ૭ | ૬ | ૪૦૦૦૦ | ૧૦૫૫૪ | ૧ | ૬ |
| ૭૦ | ૧૮ | ૭ | ૬ | ૮૫ | ૨૨ | ૬ | ૧૦ | ૧૦૦ | ૨૬ | ૬ | ૨ | ૧૦૦૦ | ૨૬૩ | ૧૩ | ૮ | ૫૦૦૦૦ | ૧૩૧૯૨ | ૯ | ૮ |
| ૭૧ | ૧૮ | ૧૧ | ૯ | ૮૬ | ૨૨ | ૧૧ | ૧ | ૧૨૫ | ૩૨ | ૧૫ | ૯ | ૧૫૦૦ | ૩૯૫ | ૧૨ | ૬ | ૧૦૦૦૦૦ | ૨૬૩૮૫ | ૩ | ૪ |
| ૭૨ | ૧૯ | ૦ | ૦ | ૮૭ | ૨૨ | ૧૫ | ૩ | ૧૫૦ | ૩૯ | ૯ | ૩ | ૨૦૦૦ | ૫૨૭ | ૧૧ | ૩ | | | | |
| ૭૩ | ૧૯ | ૪ | ૨ | ૮૮ | ૨૩ | ૩ | ૬ | ૧૭૫ | ૪૬ | ૨ | ૯ | ૩૦૦૦ | ૭૯૧ | ૮ | ૧૧ | | | | |
| ૭૪ | ૧૯ | ૮ | ૫ | ૮૯ | ૨૩ | ૭ | ૯ | ૨૦૦ | ૫૨ | ૧૨ | ૪ | ૪૦૦૦ | ૧૦૫૫ | ૬ | ૬ | | | | |
| ૭૫ | ૧૯ | ૧૨ | ૭ | ૯૦ | ૨૩ | ૧૧ | ૧૧ | ૨૫૦ | ૬૫ | ૧૫ | ૫ | ૫૦૦૦ | ૧૩૧૯ | ૪ | ૨ | | | | |

# જાહેર ખબર.

નીચે લખેલી ચોપડીઓ મુંદ્રામાં અમારી પાસેથી તથા શા. દેવજી કરમશી પાસેથી. **માંડવીમાં**—બુકસેલર જીવરામ હરીશંકર પાસેથી, તથા બુકસેલર ખીમરાજ ચાંપસી પાસેથી. **ભુજમાં**—બુકસેલર ઉપાધ્યા હરીરામ પ્રભુરામ પાસેથી, અથવા વખતે દરબારી બુક ડેપોમાંથી મળશે. તે સિવાય કેટલાક રા. તાલૂકા સ્કૂલ માસ્તરો પાસેથી પણ મળશે. જથાબંધ મંગાવનારને સેંકડે પંદર ટકા કમીશન આપવામાં આવશે. ટપાલ ખરચનો અરધો આનો વધારે પડશે, પણ પચાશ કરતાં વધારે મંગાવનારને ટપાલ ખરચ અમારા તરફથી આપવામાં આવશે.

| | કો. ઢી. ત્રાં. |
|---|---|
| કચ્છી લેખાં ભાગ પહેલો ... ... ... | ૦—૮—૦ |
| કચ્છી લેખાં ભાગ બીજો ... ... ... | ૦—૧૨—૦ |
| કચ્છમાં દસ્તાવેજ તા. નામું લખવાની પદ્ધતિ | ૧—૮—૦ |
| કચ્છી કોઠો ... ... ... ... | ૦—૪—૦ |

ઉપર લખેલી ચોપડીઓ સિવાય ગુજરાતી પહેલીથી તે સાતમી ચોપડી સુધીના અર્થો સારા કમીશને મળશે. કાગળ પત્રનો વહેવાર શા. દેવજી કરમશી ( ઠેકાણું મુંદ્રા કન્યાશાળા સામે ) સાથે રાખવાથી અમને પહોંચશે. નોટપેડ કાગળ લીધામાં નહીં આવે.

**કચ્છ-મુંદ્રા.**
તા. ૧-૧-૮૯

(સહી.) **હરજીવન મેઘજી પટેલ.**
ઠે. સઈવારી શેરી—ઠાકર કરસનજી શામજીને ઘેર.